શ્રી પરમાત્મને નમઃ

# કળીયુગની સતિ.

## નાટકનાં ગાયનો.

લેખક:-

કવિ મણિશંકર ત્રીભોવન પાગલ.

ભાવનગર.

શ્રી વાંકાનેર આર્ય હિતવર્ધક નાટક કંપની માટે

છપાવી પ્રસિદ્ધ કરનાર

રાવળ ત્રંબકલાલ હેરશંકર.

શ્રી વાંકાનેર આ. હિ. વ. ના. કં. ના માલીક.

વરોડરા.

આવૃત્તિ ૨ જી. પ્રત ૨૦૦૦

સંવત ૧૯૭૨. સન ૧૯૧૬.

કીંમત રૂ. ૦-૨-૦.

# કળીયુગની સતિ નાટકનો સંક્ષિપ્ત સાર.



## અંક ૧ લો.



### મંગળાચરણ.

પ્ર. ૧ લો—જંગલ પુલ પાસેની પર્ણકુટી, કર્મયોગે ગરીબીમાં આવી પડેલ તુંવાર રજપુત અમરસીંહની પુત્રી શારદા પોતાના સ્વહસ્તે બનાવેલા નાના બગીચામાં સખીઓ સાથે વિહાર કરતી નજરે પડે છે. યોવન સબંધી ચર્ચા, સખીઓની હાંસી, બાદ સખીઓની વીદાયગીરી, બાદ પાસેના નગરના નરેશ જયસીંહનો પાટવી કુમાર રમેશ જે શીકારે નીકળતાં ભુલો પડયો છે તે પોતાના સાથી સામંત સાથે આ પણકુટી પર આવી ચડે છે. શારદા તથા રમેશનું પવીત્ર પ્રેમબંધન.

પ્ર. ૨ જો—રાજ્ય મહાલય. વૃદ્ધ રાજા જયસીંહની નવી રાણી સૌંદર્યવતીનું વૃદ્ધ પતી માટે બળવું, તથા પોતે સેનાપતી રાજસીંહના પ્રેમમાં પડવું, રાજસીંહનું આવવું, દુરાચારી રાણી અને નીમકહરામ રાજસીંહનો અત્યાચાર, બાદ રાજા આવવાના સમાચાર. પ્રપંચી સૌંદર્યવતી ( **કળિયુગની સતિ** ) પોતાના યાર રાજસીંહને પાછલી બારીએથી પસાર કરે છે, રાણીનો બનાવટી પ્યાર, બાદ રમેશનું આવવું, સાવકી માતા સૌંદર્યવતીને તથા પીતાને પ્રણામ, બાદ રાજા સાથે રમેશે ભોજન કરવા જવું, કુમારને જોતાંજ પહેલી નજરે સૌંદર્યવતીને ઉપજેલો વિકાર, ઓરમાન પુત્રને પ્રેમપાત્ર બનાવવા મજબુત ઠરાવ.

પ્ર. ૩ જો—રમેશના સાથીદાર સામંતનું ઘર. સામંતની પત્ની વીજળીનું ગમાર ધણી પર ગુસ્સે થઈ ફુલપાવરમાં અક્ષવ થવું, બાદ સામંતનું આવવું, કુસ્તીના આકારનો ભયંકર શ્રૃંગાર, બાદ શ્રૃંગારમાંથી અંગાર પ્રગટ થવો. સામંત શાસ્ત્રને આધારે પોતાની પત્નીને પુષ્પાંજળી આપી ચડેલી ધુન ઉતારે છે તેનો હાસ્ય-જનક ચીતાર, બાદ વીજળીનું જવું, અને પોસ્ટમેને આવી વીજળીના નામનો કાગળ આપવો, કે જે કાગળમાં માવજીભાઈ નામના એક ગ્રહસ્થે વીજળીને ઉપાડી જવા સંકેત કરી, સંકેત સ્થાને તેડાવેલ છે, સામંતનો ગુસ્સો, બાદ પોતેજ વીજળી બની એટલે વીજળીના વેશમાં જઈ પ્રેમી પીયુજીને પ્રહાર કરવા જવું.

પ્ર. ૪ થો—મહેલનો એક ભાગ. મહેલ રક્ષક ( બોડીગાર્ડ ) રણધીર કે જેણે રાજસીંહને પાછલા ભાગમાંથી નાશી જતાં જોયેલ છે તે પોતાના ઑાલગાર્ડો સાથે તપાસ ચલાવે છે, ને જે ભાગમાંથી રાજસીંહ પલાયન કરી ગયેલ છે તે ભાગની પહેરેગીર દાસીને પકડી મંગાવી, રાણી સૌંદર્યવતી તથા રાજસીંહનો અત્યાચાર જાણે છે. અધર્મીને ઉત્તેજન આપનાર ( દાસીને ) પીસ્તોલથી ઠાર કરે છે. રાજસીંહનું આવવું, રણધીરનાં કટાક્ષવાળાં મેણાં.

**છાનુ રહે ના કર્મ કાળું, એ જગતનો ન્યાય છે;**
**એક દી ત્રોડી ધરાને, પ્રગટ તે થઇ જાય છે.**

રાજસીંહ અને રણધીર વચ્ચે વેરનું બીજ રોપાય છે.

પ્ર. ૫ મો—કુમાર રમેશનું શયનગૃહ. શારદાને જોયા પછી મોહ બાણે વીંધાયેલો કુમાર પ્રેમપ્રતીમાનું ચીંતવન કરતો દ્રષ્ટીએ પડે છે. બાદ નીંદ્રામાં પડે છે. સૌંદર્યવતીનું છુપાઇને આવવું તથા યુક્તિથી પ્રેમદાન માગવું, સજ્જનતાનો નમુનો, ધર્મનો સ્થંભ

કુમાર રમેશ પોતાની સાવકી માતાને ધર્મોપદેશ આપે છે. વીષયાંધ સૌંદર્યવતી પોતાની હઠ પુરી કરવા જક્ક લે છે. કુમાર સૌંદર્યવતીને તીરસ્કારે છે. સૌંદર્યવતીની નીરાશા દુશ્મનાઇના આકારમાં બદલાય છે, અને રમેશને પીસ્તોલ મારવા જાય છે, પણ શુરવીર રમેશ સૌંદર્યવતીને સપડાવે છે. ટેબ્લો.

પ્ર ૬ ઠો—શહેર બહારનો એક ભાગ. ( એકાન્ત સંકેત સ્થાન ) વીજળીના પોશાકમાં પધારેલા સામંતભાઇ ઇસ્કી અલબેલાની વાટ જોતાં નજરે પડે છે. બાદ માવજીભાઇ તથા તેમના કુળદીપક નવલભાઇ પધારે છે. સામંતને વીજળી સમજી લવમેટર શરૂ કરી દે છે. સામંત આખરે જાહેર થાય છે, માવજીભાઇ તથા નવલ મુંઠીઓ વાળી વટાંણા માપી જાય છે, બાદ સામંત માવજીભાઈ નાસતી વખતે મુકી ગયેલ વસ્ત્રો સજી વીજળીને થાપ દેવા. માવજીભાઇના અવતારમાં સ્ટાર્ટ થાય છે. વીજળીનું આવવું બન્નેની અથડા અથડી, છેવટે સામંત મુળ સ્વરૂપમાં દેખાય છે, વીજળીનું શરમાવું, સામંતનો ક્રોધ હદ ઓળંગી જાય છે, પણ વીજળીની ચટક પાસે પાછો પલળી જાય છે.

પ્ર. ૭ મો—રાજ્યમહેલ. નીરાશ થયેલ સૌંદર્યવતીની નાસીપાસી, બાદ દાસી મારફતે રમેશ કુમારે શારદા પર લખેલ પત્રીકા મળે છે. પત્રીકાનો ગેરઉપયોગ, તે પત્રીકા પોતાને લાગુ પાડી રાજા જયસીંહ આવતાં તેને રમેશે પોતાના પર પત્રીકા લખી છે એમ ઠસાવે છે. કાચા કાનનો ભોળો રાજા સ્ત્રી ચરીત્રમાં ભુલ ખાય છે, અને કુમારને શીક્ષા દેવા તૈયાર થાય છે. કુમારનું આવવુ, જયસિંહનો ક્રોધ, પીતા પુત્રની તકરાર, સદધર્મ ધારી રમેશકુમારના સાચા ઉદ્દગાર, રાજાના ક્રોધને વધુ તેજ કરે છે.

**છો અંધ માયામાં બન્યા, તો સત્ય સમજાશે નહીં:**
**નાર ને લક્ષ્મી કદાપી, કોઈનાં થાશે નહીં.**

રાજાનું ભરમાવું, શંકાની મજબુતી થવી, છેવટે કુમારને તરછોડી પાટવી પદથી દુર કરે છે. બંનેનું જવું બાદ સૌંદર્યવતી અને રાજસિંહનું બાણુ આબાદ વાગ્યાથી ખુશાલીમાં નીકળવું, સૌંદર્યવતી પોતાના પ્રેમપાત્ર રમેશને ચ્હાનારી પોતાની હરીફ શારદાને યુક્તીથી પકડી લાવવા રાજસિંહને મોકલે છે.

પ્ર. ૮ મો—જંગલ સરોવરનો કીનારો. પ્રેમપંથમાં ભુલી પડેલી શારદા, રમેશનું ચીંતવન કરતી પ્રાતઃસ્નાનાર્થે સરોવરે આવે છે. રમેશનું આવવું તથા પોતે બરબાદ થયેલો છે તે જાહેર કરી શારદાને પ્રેમ છોડવા સમજાવવું, પ્રેમમુર્તી શારદાના સન્નારીને છાજતા જવાબ. બાદ રમેશને ધીરજ આપી વીદાય કરવો; પછી રાજસિંહનું આવવું, શારદા પર સખ્તાઇ, શારદાના પીતા અમરસિંહનું પુત્રીને બચાવતાં કેદ થવું. બાદ રણધીરનું રાજસિંહનો પગ જોઈ આવવું, રાજસિંહને તીરસ્કાર આપી સામે થવું. બન્નેની ભયંકર લડાઇ અને છેવટે બહાદુર રણધીરને હાથે રાજસિંહનું કેદ થવું. **ટેબલો.**

**પ્રથમ અંક સમાપ્ત.**



# અંક ૨ જો.

પ્ર. ૧ લો—રસ્તો. નવા દફેદાર થયેલા રમુજી મી. સામંત પોતાના હાથ નીચેની પલટનને રમુજી કવાયત કરાવી અક્કલનું લીલામ કરે છે.

પ્ર. ૨ જો—ભવ્ય દરબાર. રણધીર રાજસિંહ પર જુલ્મ ગુજારવાનો આરોપ મુકે છે, તથા પોતે તેને કાચી જેલમાં રાખેલ છે, તે જાહેર કરી ન્યાય માગે છે. સૌંદર્યવતી રાજસિંહનો બચાવ કરે છે, અને ભોળા રાજાને અવળો માર્ગ બતાવે છે, તથા રણધીરને આરોપી ઠરાવે છે, બાદ રાજસિંહને માનથી કચેરીમાં લાવવો, અને અવળો ઇન્સાફ થવો. રણધીર પોતાનો બચાવ કરતાં રાજાના ખોફમાં આવી જાય છે. સૌંદર્યવતી અને રાજસિંહ યુક્તીથી રણધીર ઉપર રાજ્યદ્રોહનો આરોપ મુકે છે ઉષ્ણ પ્રકૃતીવાન પણ નીમકહલાલ રણધીર તરફથી અસત્યને ધીટકાર, અંતે રણધીર નોકરી પરથી બરતરફ થાય છે. રાજસિંહ ઉશ્કેરાયેલા રણધીરને છુટો રાખવાથી નુકશાન છે. એવું રાજાને સમજાવી દગાથી રણધીરને કેદ કરે છે. **ટેબલો.**

પ્ર. ૩ જો—સામંતનું ઘર. મી. સામંતની પુત્રી રસીકાનું જોબનની બહારમાં નીકળવું, સામંતની શેખી. બાદ વીજળી નવલને લઇ આવે છે તથા પોતાની દીકરી રસીકાને ઇંગ્લીશ અભ્યાસ કરાવવા માસ્તરની જગ્યા આપે છે. બાદ સામંત અને વીજળીનું જવું, ગુરૂજી ભણતર ભણાવતાં ભણાવતાં ભળતેજ રસ્તે શીષ્યાને દોરી જાય છે. શીખવતાં શીખવતાં શંગાર મેટર પર

ઉતરી જાય છે. સામંતે તે લીલા જોઈ જવી, અને વીજળીને બોલાવી તેને પણ દેખાડવી પ્રેમનું પીંજણ ને વીજળીનું ઉશ્કેરાવું. વિદ્વાનનો વરઘોડો નવલની નોકરી જવી, અને વધારામાં સામંતના હાથની લઠ્ઠથી સરભરા થવી.

પ્ર. ૪ થો—રાજસીંહનો પ્રાઇવેટ હૉલ. કેદી શારદાને રાજસીંહ પોતાની કરવા પ્રયત્ન કરે છે. પવીત્ર પ્રેમદા રાજસીંહનો ઇનિકાર કરે છે, રાજસીંહ ઉશ્કેરાઇ શારદાના પીતા અમરસીંહનું ખુન કરે છે, તથા શારદા પર જુલ્મ વરસાવે છે, શારદાની દ્રઢતા.

**કદી ઉલટી વહિ ગંગા, સમુંદરથી અલગ થાશે;**
**છતાં ઓ પાપીયા તારી, દુરાશા નહીં સફળ થાશે.**

રાજસીહનો બળાત્કાર રમેશથી અટકાવ, બંનેની તકરાર રાજસીંહની હાર. રમેશ રાજસીંહને ઠાર કરવા તૈયાર થાય છે, ત્યાં સૌંદર્યવતીનું અચાનક આવવું, અને રમેશ પર ઘા કરવા જવું, ત્યાં રણધીરનું આવી ચડવું, અને રમેશનું બચી જવું.

**ટેબલો.**

પ્ર. ૫ મો—સામંતનું મકાન. સામંતની પુત્રી રસીકા, નવલના વીરહમાં ઝુરે છે ત્યાં નવલનું આવવું, એટલામાં ટ્રેન ચુકી પાછા ફરેલાં સામંત ને વીજળીનું દાબડાના ભુતની પેઠે આવવું, નવલની મુસીબત, રસીકાની યુક્તી, નવલને સ્ત્રીનો પોશાક પહેરાવી પીતા માતા પાસે સખી તરીકે ઓળખાવવી, સામંતનું નવલને સ્ત્રી પોશાકમાં જોઈ આશક પડવું, ફાંટાબાજ નવલની લુચ્ચાઈ ભરેલી માગણી, સામંતની કબુલાત, આખરે એવું એગ્રીમેંટ

થવું કે મીસીસ સામંત એટલે વીજળીને મી. માવજીભાઈ સાથે અફળાવી મીસીસ માવજીભાઈ કરવાં અને રસીકાને પોતાનાં એટલે મીસીસ નવલ બનાવવાં અને નવલે મીસીસ સામંત થવું. ખુશાલીનો ડેન્સ ઉંટને કુંડાળે નાખે તેમ નવલે સામંતને નચાવવો.

પ્ર. ૬ ઠો—રાજ્યમહેલ. રાજસીંહ તથા સૌંદર્યવતી જયસીંહ મહારાજાને ખુબ ભંભેરે છે તથા રમેશ વીરૂદ્ધ ઉસ્કેરે છે. રમેશને તેડાવી મંગાવવો, સૌંદર્યવતીનો પ્રપંચી પ્રેમ, કુમારની દમ ભરેલી તરફદારી, રમેશનું આવવું, પીતા પુત્રનો વીવાદ, આખરે રમેશને હાથકડી નાખી જેલમાં મોકલાવવો, બાદ રાજાનું જવું, સૌંદર્યવંતી તથા રાજસીંહનું ફુલાવું.

પ્ર. ૭ મો—કેદખાનું. રમેશ બંદીવાન દશામાં અને કમનશીબ શારદાની દુરદશા બાદ સૌંદર્યવતીએ આવી રમેશને સમજાવી પોતાનો થવા કહેવું, સૌંદર્યવતીનો દ્રઢ થવા સૌંદર્યવતી શારદાને રમેશની સામેજ ઠાર કરવા તૈયાર થાય છે. પણ રણધીર આવી જાય છે, અને શારદાને તથા રમેશને કેદખાકામાંથી છોડાવી જાય છે.

## ટ્રાન્સફર.

વરસતા વરસાદમાં પુલ ઓળંગતાં પુલ તુટી જાય છે, અને શારદા જળવાસી થાય છે, રાજસીંહનું આવવું અને તણાતી શારદાને હાથ કરવી, રમેશ અને રણધીર સામે તીર હોવાથી બચાવવાની આશા નષ્ટ થવી. ( ટેબલો ) પશ્ચાતાપ ભરેલો.

## બીજો અંક સમાપ્ત.



# અંક ૩ જો.



પ્ર. ૧ લો—લશ્કરી છાવણી. રમેશ ને રણધીરની જુજ લશ્કર માટે ચીન્તા. રણધીરે રમેશને છોડી ચાલ્યા જવા કહેવું, રમેશે તેનો ઇન્કાર કરવો અને યુદ્ધમાં જોડાવાનો દ્રઢ નીશ્ચય બતાવવો, રાજસિંહનું લશ્કર સાથે આવવું, મહા યુદ્ધ અંતે રણધીરનું જખમી થવું અને રમેશનું કેદ થવું.

પ્ર. ૨ જો—સામંતનું ઘર. મી. સામંત વહાલીના વીયોગે પ્રેમની ચીન્તામાં સળગતા દાખલ થાય છે, બાદ લગ્નની તૈયારી, દુલ્હાઓનું આવવું. વીજળી તથા માવજીભાઇનું જોઇંટ થવું, નવલ અને રસીકાનાં માથાં અફળાવાં, છેવટે નવલ અને સામંતનું જોડાવું પછી સહુ સહુને સ્થાનકે જાય છે. નવલ અને સામંતનો ઉછળતો અંગાર. ભેદનું ખુલવું, પ્યારીમાંથી પ્યારાનું સ્વરૂપ સામંતે નીરખવું, સામંતનો ક્રોધ. માવજીભાઇ પાસે જંગ જમાવા નવલ સાથે જવું.

પ્ર. ૩ જો—સૌંદર્યવતીનું એકાન્ત ભુવન. રાજસિંહ તથા સૌંદર્યવતીએ મળી રાજાને ઝેર આપી ગાદી પતી થવાનું ચોકઠું ગોઠવવું. જીતની ખુશાલીમાં રાજસિંહને ત્યાં મહેફીલ આપવાનું ઠરવું, અને રાજાને ઝેરનો ગ્લાસ આપવાનું કામ સામંતને સોંપવું. રાજસિંહનું હવાઈ ખુશાલીમાં મકલાતા જવું. સૌંદર્યવતીનો રાજાના મોત પછી રાજસિંહને ઠાર કરવાનો ઠરાવ. કળીયુગની સતીનો ખરો પ્રભાવ.

પ્ર. ૪ થો—કેદખાનું. રાજસિંહે કેદખાનામાં પડેલા રમેશ તથા રણધીરને પોતાના પક્ષમાં લેવા પ્રયત્ન કરવો. રણધીરે રાજસિંહને ધીક્કારવો, રાજસિંહે શારદાને સખ્તાઇથી પ્રેમ જોડવા કહેવું પણ સતી શારદા શીયળને પ્રાણથી પ્યારૂં ગણે છે.

**સૌભાગ્ય હરવું સુંદરીનું, સમજ કે ના સહેલ છે;**
**સીંહ મુંછ ને પ્રેમદા, વણસાવવી મુશ્કેલ છે.**

રાજસિંહ પત્થર દીલનો બની સર્વના ઉપર સીતમ ગુજારે છે, એટલામાં મરહુમ અમરસીંહનો સુક્ષ્માત્મા પ્રેત રૂપે પ્રગટ થાય છે. **ટેબલો.**

પ્ર. ૫ મો—માવજીભાઈનું ઘર. મુફલીસ માવજીભાઇને પનારે પડેલી વીજળીનો પસ્તાવો. ત્યાં માવજીભાઇનું પધારવું, વીજળી અને માવજીભાઈ વચ્ચે ખટપટ, સુધારાની તથા પુનર્લગ્નની ભવાઇ, બાદ સામંતભાઇનું નવલ સાથે બંગાળી બાબુ લઈ આવવું. માવજીભાઇને સખત ઠપકો દે છે.

**કરવી તને ઘટતી હતી શું મશ્કરી આ વાયડી;**
**ઉપાડ તારો છોકરો ને લાવ મારી બાયડી.**

માવજીભાઇ થોડી રકઝક બાદ વીજળીને પાછી સોંપે છે, અને મી. સામંત આગલી સર્વ નફટાઇ માફ કરી રસીકા તથા નવલનો હસ્તમેળાપ કરી શરૂ થયેલ ઝીગોમાર પુરો કરે છે.

પ્ર. ૬ ઠો—મહેફીલ હૅાલ. રાજાને ઝેર દેવા સામંતને રાજસીંહ તરફથી સુચના. સામંતની તૈયારી. બાદ સભાજનો સાથે મહારાજા જયસીંહ તથા સૌંદર્યવતીનું આવવું, નાચરંગ બાદ રાજસીંહ

સામંતને મદીરાપાન લાવવા ફરમાવે છે. નાચરંગમાં ભાન ભુલેલો સામંત ઝેર નાંખેલો પ્યાલો કયો તે ભુલી જાય છે અને ઇશ્વર ઉપર આધાર રાખી પ્યાલાઓ આપી દે છે. ઝેરનો પ્યાલો કર્મયોગે સૌંદર્યવતીનેજ મળે છે, ઝેર ચડતાં સૌંદર્યવતી પોતાનાં પાપી કૃત્યોનો એકરાર કરી પસ્તાય છે ને છેવટે મરણ પામે છે, સત્ય જાહેરમાં આવવું, ભોળા રાજાની આંખ આડે આવેલ પ્રપંચનો પડદો ખુલ્લો થવો, રાજસીંહ પાસે ખુલાસો માંગવો. રાજસીંહના ઉદ્ધતાઈ જવાબો, તથા જયસીંહ તરફ દગાથી ગોળીબાર કરવા વીચાર, રમેશનું ચેતી જવું, અને રાજસીંહ પર ધસી જઇ તેનું ખુન કરવું. **ટેબલો.**

પ્ર. ૭ મો—શારદા અને રમેશનો પવીત્ર પ્યાર સત્ય પ્રેમની જીત.

પ્ર. ૮ મો—તાજપોશીનો દરબાર. સૌંદર્યવતી ને રાજસીંહનાં કારસ્તાનથી કંટાળેલ વૃદ્ધ ભુપતી રણધીર તથા રમેશની ક્ષમા માગી પોતે રાજપ્રપંચની ઉપાધીથી વીરક્ત થાય છે. રાજ્યની લગામ રમેશને, તથા રાજસીંહની જગ્યા રણધીરને સોંપાય છે, રાજા જયસીંહના સ્વહસ્તે રમેશ તથા શારદાનો હસ્તમેળાપ થાય છે, એ પ્રમાણે **सत्यमेवजयती.** મહા વાકય પુરૂં થાય છે. અસ્તુ. શાન્તી. શાન્તી. શાન્તી.

## ત્રીજો અંક સમાપ્ત.



# પાત્રોની સમજ.



## પુરૂષ પાત્રો.

**જયસિંહ**—ચંદ્રાવતી નગરનો રાજા.

**રમેશ**—જયસિંહનો પાટવી કુમાર.

**શુરાજસિંહ**—મુખ્ય સેનાધિપતિ.

**રણધીર**—મહેલ રક્ષક નિમકહલાલ સરદાર.

**અમરસિંહ**—ચંદ્રાવતીથી થોડે દૂર રહેનાર એક ગરીબ રજપુત.

**સામંત**—કુમાર રમેશનો ખાસદાર.

**માવજીભાઇ**—સામંતનો જ્ઞાતિબંધુ ખવાસ.

**નવલ**—માવજીભાઇનો પુત્ર.

સિવાય દીવાન, સભાસદો, સિપાઇઓ, પાદરી, રૂહ વગેરે.

## સ્ત્રી પાત્રો.

**શારદા**—અમરસિંહની પુત્રી.

**સૌંદર્યવતી**—મહારાજા જયસિંહની પટરાણી કળીયુગની સતિ.

**વીજળી**—સામંતની પત્ની

**રસીકા**—સામંતની પુત્રી.

સિવાય સાહેલીઓ, કંચનીઓ વીગેરે.



શ્રી

# કળીયુગની સતિ.

## નાટકનાં ગાયનો.

## અંક પહેલો.



### મંગળાચરણ.

નાથ જગ રચનાર ભંજન કષ્ટનો તું છે અહો વીભુ
ભવ ભયહારણ નાથ
સુખદાયક તુજ નામ સમરતાં
અધમ ઉદ્ધાર શરણાંગતથી થાય
રાખજે પાળક શરણ તારે
બાળ વીરમીયે ત્રાતા
દે શાન્તી અખંડ તું દાતા
કરૂણા કરજે તું

બાળાઓ— ૨

શીયળનો જગમાં શું મહીમાય ( ૨ )
જગ યશ જામે
સદ યશ પામે
પતીવૃતા પર પરીક્ષા પણ
રાજી પુરણ થાય...........શીયળ.

સતી દ્રૌપદિ પતી સેવીકા
સુલોચના સમ નાર જગતમાં
પુજ્ય સદા પંકાય......શીયળ.

શારદા તથા સખીઓ—(ગરબો) ૩

અલી જોને પુરવે ઉષા અલબેલડી મંદમંદ ડોલેરે લોલ
સજી સોનેરી અંગ ચુંદડીરે લોલ
આછી આછી દીવ્ય ભાત ચમકે માંહે નવલ તારલેરે લોલ
દીવ્ય દરશનને લોભાવતીરે લોલ
ઇલાસુંદરી ઉમંગ અંગ ધરી ભેટતીરે લોલ
ભર્યા ઉદધિનાં પાણીડે ચરણુ પખાળતીરે લોલ

સાખી.

કુલડાં અતી વધાવતી, ખીલ્યાં જે ચોપાસ;
મલીયાચળ શીળો સમીર, ટાળે ધરી ઉલાસ.

મીઠડાં મંજુલ પંખીનાં ગાયનો સ્નેહે સુણાવતીરે લોલ
ચુંમી ચરણો વારંવાર એ હેતે હસાવતીરે લોલ

સાખી.

પુર્યા નવરંગ સાથીયા, વીધ વીધ રીતે બારણે;
ફુળ કુલ અતી પધરાવીયાં, સ્વાગત કેરે કારણે.

હાવે ભાવે ઉષાસુંદરી અપાર દીપે દેવી આશીશો સદાયે
સુખદાઇ સંગે પાવન થઇને આણી અવની મંગળ ગીત
ગાયરે......અલી.

સખીઓ તથા શારદા— ૪

શી સુંદરતા તુજ અલબેલી સરજનહારે ઘડી
અપ્સરા અવની આવી ચડી
આંખ તણે ગજબી ઇસારે જાય ચીતડું ચળી
મદ ભર જોબનને જોતાં તો ચંદ્ર જાય છે બળી...શી.
છેક બોલકી અલી ચાવળી, રહોને મુંગી મરી
જાઓ સખી હું હાથ જોડીને વીનવું સહુને ફરી...શી.

શારદા તથા રમેશ— ૫

પ્રેમદાન આપો પીયુ
શારદા શું શરમાવો
નિર્મળ છે નેહ તારો
સાચો તું સાથ મારો
જાઓ શું શરમાવો
વહાલી શું માન ખાઓ

સૌંદર્યવતી તથા દાસીઓ— ૬

પ્રિય પટરાણી કળી સતિ શાણી
સુંદરીનાં શીરતાજરે
જાઓ ખુશામતખોર ધુતારી
શરમાવો શા કાજરે
ખાનપાન કરો આન રૂપાળાં
રાજી રહે મહારાજરે

સૌંદર્યવતી— ૭

રે વશ કરૂં પ્રેમના પાશ પસારી
સગપણુ સરવે વીસારીરે—વશ કરૂં.
લઘુ લાઘવીના દાવે રીઝે હાવભાવે
ચાહના કરે પછી મારીરે—વશ કરૂં.

વીજળી— ૮

ગુંજે ભમરા કરતી કળી નાજુક નખરાં
ડાહ્યા ડમરા માયા મહીં પરવશ જીવડા
પરીમલ મીઠીમાં મન મોહે
ખીલી નવ જોબનની કળી કેવી સોહે
નવરંગી પાંખલડી પ્રેમની પ્રસારે
લેરી લાલા લેર માણી દુઃખલડાં વીસારે—ગુંજે.

સામંત— ૯

દીઠા પ્રપંચીઓ જ્યાં ત્યાં આ દુનીયામાં
બદ દાનતે ફરે હીનભાગીયા અરે
એ દુરગુણીયા અવગુણીયા
બાળીને જીંદગી આખરે મરે
કામી કુછંદીઓ ભવ એળે બોળતા
પસ્તાઈ પાપ કર્મ નીજ આંખ ચોળતા
મુકું ના પાપી એ સુકું
જઇને સપડાવા ના ચુકું
એની ઇજત પર હું થુંકું
કુકર્મ નહીં કરે—કામી.

રણધીર— ૧૦

કાળ હળાહળ આ કળીયુગનો
જગેજગ જામી વાળે નીકંદન
ખટપટી રાણી કરતી કાળાં
ધર્મ કર્મ પરવારીયાં દાન માન ગયાં દુર
અધર્મ રાજ ચલાવતો એક ચક્રે ભરપુર

રમેશ— ૧૧

લાગ્યું લલના તારૂં તાન
તનમાં તાપોને ક્યાં ઠારૂં
ભુલ્યો ભામા પાછળ ભાન
મનને કેમ કરીને મારૂં
સુંદર સુરત મન હરી લીધું
શારદા તેં ચીત્ત પરવશ કીધું
મસ્તીમાં મસ્તાન
મનને કેમ કરીને વારૂં

વીજળી— ૧૨

મારૂં જોબન ઝોલાં ખાય
મારૂં મનડું બહુ અકળાય
રસીક વરના વીના વીતી જુવાની જાય
રસીક વરના વીના
મદન બાગ ખીલ્યો છે ભારી
મનના તરંગ ઉભરાતા
મારૂં જોબન,

સામંત તથા વીજળી— ૧૩

વારેવા વાલા મારા વાલમારે વીસરી
જાવ મારો વાંક
હવે જો વાંકની વાત થશે તો લાગશે
બમણી લાત
લાત સાંખશું ખુશીથી સામંત અમે છી અબળા રાંક
ચાલો બેશી જાવ પગ ચાંપો
લ્યો હવે મને માફી આપો
ભુલ્યા ત્યાંથી ફરીને ગણીએ
ચાલ ચાલીયે ચટાક..........વારેવા.

શારદા— ૧૪

કીનારો પ્રેમ સાગરનો નથી કોઇએ જરા દીઠો
કહેશે કોણ કે એ સ્વાદ છે ખારો અગર મીઠો
ઘડી ગાંડા ઘડી શ્યાણા બને છે પ્રેમ પંખીડા
ઘડી આરામની છે તો ઘડી છે જીગરની પીડા
ન જાણે બ્રહ્મ કે પણ પ્રેમનો શો રંગ જામે છે
અજબ છે ઇશ્ક વસ્તુ ઇષ્ટ પણ ના પાર પામે છે
નથી એ રત્ન કે પત્થર નથી એ ઉચ્ચ ને બાતલ
નથી એ અંગની ઇચ્છા અગર કે દેહથી બાતલ

શારદા તથા રમેશ—　　૧૫

ભલે શાણુા સુખેથી સીધાવો
શીરતાજ વ્હાલીને નાહીં વીસારશો
છે સાચાનો સાથી જગન્નાથ જદુરાજ
　　　　વ્હાલીને નાહી વીસારશો

દુઃખમાં જરી નહી હીંમત હારજો
રામા રમેશને હૃદય માંહી ધારજો
રટુ રાત દીન માળ ધારી નામ મારા રાજ....વ્હાલી.



## અંક બીજો.



સિપાઇઓ— ૧૬

ચલાવો સમશેરો શુરા
છટાછટ છાંટો અરી પુરા
રણે રોળી કરો ચુરા
કરો બસ ઘા વા વા વા વા
જો જીતશું જગમાં સહુ
જગ વાહ વાહ કરશે
મરશું કદી રણમાં તો
દેવી સુંદરી વરશે

વારાંગનાઓ— ૧૭

અરે હાંરે કાને તાકી મારી પીચકારી
ચ ર ર ર ર ર ર ર અંગ
મારગડે રોકી મોહનીએ પાલવડો ધરી તંગ
ગોરસ પીધું મસ્ત બનીને હું તો થઈ ગઇ દંગ....કાને
દાણી થઇને દાટજ વાળ્યો કેદીનો એ ખંગ
કપટી મામા કંસને મારી રાખ્યો રૂડો રંગ....કાને.

રસીકા— ૧૮

જાતી કમર લચકાતી મારગડે જાતી જરા મચકાતી
સખીઓ રમતી જોઇ પતીઓ સંગાથમાં
મનમાં ને મનમાં મુંઝાતી મારગડે

નયને નીહાળતી હું અવર પુરૂષને
રોમાવળી ઉભી થઈ જાતી.........મારગડે.

રસીકા તથા નવલ— ૧૯

રસીલા આ તન સુમનની
નવલ નવેલી નાવલીયાને ચહાય
મુઇ કસ કંચુકીની સરી જાય
તલપે કાય મન મુંઝાય સુરત મુરત ના વીસરાય
પ્રેમ ઉમળકે ચીત્ત ચીરાય
પરવાનો તલપાય પ્યારી પ્રેમી દીય ના તજાય
નહીં જવાય.......રસીલા.

રસીકા, નવલ, સામંત તથા વીજળી— ૨૦

છોડો છોડો
અરેરે
છોડો છોડો
અરેરે
પાપી પાજી મરને લાજી પકડાઈ બાજી
મારી મારી તારી ખ્વારી કરીને મુંકાવું પતરાજી
મુજને ન માર મારો બચાવો
મારા સ્વસુરજી ઠાલા તપી ન જાઓ
બસ કર તારૂં મોઢું તોડું જા જા મારી મારી

શારદા— ૨૧

જુલ્મી જમાનો આવીઓ છે હાય હાય
હરી હવે
પાપીઓ પીડા કરે છે ગાય રંક ગરીબને
શેઠીઆઓ સુખ માણે બેસી ઘોડાગાડીએ
રાત દીન કરે મજુરી પણ ન સુખ ગરીબને
ક્ષત્રીઆ જે શૂરધારી તે ભરાયા ભુતળે
પેદા થયા નીરમાલ્ય હાય રંજાડવાજ ગરીબને
વ્યભીચારીઓના વમળમાં અટવાઇ બાળા અબળ જે
કીરતાર છે આધાર એકજ તારો આરે ગરીબને

રસીકા— ૨૨

વીતી જાએ જોબનીયું હું કેમ કરૂં
હું કેમ કરૂં લાજીને મરૂં...............વીતી.
પુરતી આંગણીયામાં રંગીત સાથીયા
મારા વ્હાલાનો વરઘોડો કાઢું ઠાઠમાં....વીતી.
લઇ શીર બેડલું હું પાણીડે નીસરૂં
કામ કેરૂ પનઘટની વાટ વીસરૂં........વીતી.

સૌંદર્યવતી તથા રાજસિંહ—૨૩

ભોગી ભમરા મીઠા ગુંજારવે
ગુંજી ફસાતા કમળ દળમાં
કેમ પડે અનુકુળ

પ્યારી જીંદગી આખી વસુલ વસુલ
પતંગો દીપ પરે વારી વારીને
ઝંપલાતાં યાહોમ કરી
ચકોરી દેહનું ભાન વીસારતી
ચાંદલીયા શું નેહ ધરી
કેવા પતંગ ચકોર
પ્રેમી તણાં શીર મોર

રમેશ— ૨૪

સદા સાવકીનાં સાલો સાવકાંને સાલે
હોય ઉંચ કે નીચ નાર પણ બાળ નમાયાં બાળે
તાત તણી માયાનાં પુરને અધવચથી એ ખાળે
માત મરીને તાત વેચાણાં કહેણી સાચી ચાલે
માતા સમ મેવાના જગમાં ભલે અમરફળ આલે
સુકા ટુકડામાં પ્રીય માતા પ્રેમ ધરીને પાળે.......સાલો.



# અંક ત્રીજો.



રણધીર— ૨૫

ક્ષત્રીઓનો છે ધર્મ સનાતન ધર્મની વારે ધાય
ગૌબ્રાહ્મણ કે રંક પ્રજાનું મનમાં રૂડું ચહાય....ક્ષત્રી.
રામચંદ્ર શ્રીકૃષ્ણ સરખા ધર્મધુરંધર હતા
નીજ જન્મભુમિનાં ચરણ ચુમી દેશ સેવા અર્પતા
તેજ ભુમી આ અધર્મ ભારે દીન બની અકળાય....ક્ષત્રી.
અર્જુને નીજ ધર્મ કરણ ધનુર ધરીયું હાથમાં
સીંહ સમ વકરાઇ કરૂં ભંગાણ અરીના સાથમાં
શીર જતાં પાછી નવ પાની શુરવીરોથી થાય....ક્ષત્રી.

સામંત તથા નવલ— ૨૬

આઘા જઇ ઓરા આવો ચીતડાના ચોરરે
તારી પ્રીતીનો છું પ્યારો દીલદાર
કરમે લખેલો આ કાંટાળો થોરરે........તારી.
માન મુકીને ભેટ
જરા લેટ થાઓ લેટ
મારાં માનીતાં નારરે.....................તારી.

રણધીર— ૨૭

સાખી.

સમય સમયને ખાય છે, માનવ મહીં અટવાય;
ધાર્યું ધરણીધર વીના, કોઇનું નવ થાય.

આશા દુનિયાંનું દુઃખરે હંસા આશા મન ના ધરીએ
મહેલ ઝરૂખા વાડી આડી આશાની મુરતીએ સારી
મોહ નીરાશાં વસ્તી ભારી તો ક્યાં સુખની બારી
સમયને માન દઇ સંચરીએ.......................આશા.

માવજી તથા વીજળી— ૨૮

આવ્યાં અલબેલી કરમાં
કોડી કુટીના ઘરમાં
શાણી તું ચીન્તા કરમાં
લાવ્યો શાને બેશરમા
આપ્યા છે આ મરદ છોગાળા
હાય મુઈ હું રાંકડી બાળા
રોવો ના હો રઢીયાળાં
સળગે અંતરમાં જ્વાળા
રાખો શાદીની યાદી
થઇ હાય ખુબ બરબાદી
છાનાંરો મારાં મોટાં દાદી
અનફીટ થઇ આ ભેદી શાદી

રસીકા તથા નવલ— ૨૯

આનંદની વરતી હેલી
હોય કામના પાર પડેલી
બળતી પતિ વીણુ અકેલી
પામી વર આ અલબેલી

અલબેલીની બલીહારી (૨)
મન વસી ગઈ માયા તમારી
હવે આધીન છું તમ નારી
નીત ખેલીએ પ્રેમની કેલી....આનંદ.

શારદા— ૩૦

હે ઉરે આનંદ આજે અપાર
ભુપ થયા મારા ભરથાર
રેલાશે આજે રસધાર
હર્ષ તરંગમાં જાઉં તણાણી
સહુ સખીઓમાં સુખણી ગણાણી
વાટ જોઉં વ્હાલાની થાય વાર
મન મળવાને આતુર અપાર
મદન મારે માર..........હે ઉરે.

શારદા તથા રમેશ— ૩૧

વાહ વાહ વહાલા વર વનમાળી
સ્વામી પામી સુખકારી
નયનો સ્થીર થાએ નીહાળી
મર્તી આ મન હરનારી
ગોરી ગોરી સુંદર સુરત પર
જાઉં વારી બલીહારી
જાઓ હઠો નહીં બહુ બનાવો
રસભર છે પ્રીયા રીસ તારી....વાહ.

સવૈં—

૩૨

અખંડીત જામો જય રાજાધીરાજ
ઉડે ધ્વજા દશે દીશા.................જામો.
ધીરા વીરા સદાય કરતા સહાય
ભાવ ભક્તિવડે પુજે મહીપત
ખમાં નીત..............................જામો.
નાના પ્રકાર તણાં સુખો સહુ ભોગવાયે
ભજીને દાતાર શ્રી કીરતાર.......જામો.

